# બાપુનાં પારણાં

ઝવેરચંદ મેઘાણી



મુખ્ય વિક્રેતા
ભારતી સાહિત્ય સંઘ–લિ૰
પો. બો. નં. ૯૭૮ : મુંબઈ-૧
પો. બો. નં. ૭૩ : અમદાવાદ-૬

# નિવેદન

૧૯૯૯ના માઘ શુદ ૬ થી ગાંધીજીએ એકવીસ ઉપવાસનું જે વ્રત આદર્યું તેના માઘ વદ બારસ ને બુધવારે સફલ પારણાં થયાં તે સાથે જ વિચાર ઉપડ્યો કે ગુજરાતના કવિઓએ રચેલાં બાપુ વિશેનાં ગીતો કાવ્યો મહીંથી બે બે ત્રણ ત્રણ ઉપાડીને એક પ્રતિનિધિ-સંગ્રહ તુરતમાં બહાર પાડવો તે માટે લાગતા વળગતા સ્નેહીઓને પુછાવતાં પતો મળ્યો કે આવો 'ગાંધીકાવ્ય-સંગ્રહ' તો શ્રી ઝીણાભાઈએ અને ઉમાશંકરે સંપાદિત કરીને '૪૩ ની રૈંટીઆ બારશે બહાર પણ મૂકેલ છે (અને એમાં મારું પ્રતિનિધિત્વ પણ મોજૂદ છે) હું જ એ વાત ભૂલી ગયેલો

એ ને એક જ ક્ષેત્રમાં એવા બે સંગ્રહો ન હોવા ઘટે એ નીતિને માન આપીને મેં છેવટે નિર્ણય કર્યો કે, આ અવસરે રચાયેલાં મારાં પોતાનાં નવાં તેમ જ જૂનાં, અને ઉપર કહ્યા 'ગાંધી કાવ્યસંગ્રહ' માં નહિ આવી શકેલાં (કેમકે પાછળથી રચાયેલાં) શ્રી દુલાભાઈ કાગનાં લોકપ્રિય બની ચૂકેલાં પાંચ ગાંધી-ગીતો મળીને એક નાનું ઝૂમખું પ્રકટ કરવું અને તે પૂલછાબ નવ પ્રકાશન શ્રેણીના વાચકોને સાદર કરવું એ મનોરથ ફૂલછાબ કાર્યાલયના અખૂટ ઉત્સાહથી ગાંધી-કારાવાસની સાતમી માસ-જયંતિએ, તા ૯ ૩-૪૩ ના રોજ ફળીભૂત થઈ શકે છે

મારાં ગીતોનો ક્રમ મેં ઉલટાવીને રાખ્યો છે '૪૩ થી શરૂઆત કરીને પાછલી સાલવાર મારી કૃતિઓને મૂકતો મૂકતો હું પાછળ ચાલ્યો છું આઠ ગીતો આ અવસર નિમિત્તે રચાયેલાં નવાં છે તે નનાની જુમને પંક્તિઓ ૨૫૯ છે તેમાં મેં ગરબી, ભજન વગેરે દેશી ઢાળો મરોડોના પ્રયોગો કરેલા છે

બાપુના આ અનશનમાં મૃત્યુ અતિ નિકટ આવી ગયું હતું ઠેક પ્રાણ દ્વાર સુધી પહોંચીને એ પાછું વળ્યું છે એટલે નવાં ગીતોમાં 'મૃત્યુ પ્રહરી બન્યું' 'મૃત્યુનો મુજરો' વગેરે કલ્પનાઓ મારા પર જોર કરી ગઈ છે જીવનના હર્તાએ પોતે જ ગાંધીજીના પ્રાણની પહેરેગીરી કરી અને કદ્રૂપ કુત્સિત

મૃત્યુ સાજન-વેરે બની સુંદરીને રૂપે નૃત્ય કરતુ કરતુ ઉંક ગાંધી-ચરણે ઝૂકીને લલિત નૃત્યપગલે જ પાછુ સિધાવ્યુ એવો ભાવ મારા 'મૃત્યુનો મુજરો' માહેનો છે ઉપવાસના પારણા પ્રસંગે પણ આખી જમાત બેગુ-બિરાક લલ્લાઇને વેગડુ-મૃત્યુ ધૂધ' બેઠાને બેઠુ હોવાનુ બનાવ્યુ છે પણ એને તો સ્વામીએ પાસે બોલાવીને જુહાર કીધા, આશીર્વાદ આપ્યા, કુશળ સમાચાર પૂછ્યા, સામે મૃત્યુએ ધૂમટો ખોલી સ્વામીના વારણા લીધા આ વેળાના ગાંધી-મૃત્યુ મેળાપનુ મારુ આવુ દર્શન છે

મુંબઈ નગરીમા મહાત્માજીના દીર્ઘાયુ માટે પ્રાર્થના કરવા મુસ્લિમ બહેનોની સભા મળેલી ત્યા જે બન્યુ તે પરથી આવુ-'ખુદા આબાદ રાખે !'

સર તેજબહાદુર સપ્રુ અને શ્રી રાજાજી વગેરેએ દિલ્હી ખાતે તેડેલી 'આગેવાન-પરિષ' . વિશે લાગણીઓની આપદા ચૂપ રહી શકી નથી એ વેદનાને હળવુ અને મારે ખેડ રૂપ મળ્યા છે 'આગેવાન આપણા એવા' એ મશ્કરીને વાચકો હાસ્ય ગણે સર તેજબહાદુરની જ ઉક્તિનો એમા હવાલો છે, કે 'ગાંધીજીનુ અવસાન આવે તો ચમત્કાર જ ગણાશે. પણ એ વાત જો બને તો દેશે શાન રહેવુ, દેખાવો ન કરવા વગેરે'

આવા બોલને વિનોદ રૂપે કાવ્યમા વણી દેવા એજ આપણે માટે સાચા મન મુંઝારો છે પણ ગંભીરતાથી 'એ જામુસોને' ગવાયુ છે

'બાપુનો બાંડો' એ પૂરતાબમા પૂર્વે આવી ગયુ છે, પણ ગ ઘરવ પ્રેરામા નવુ છે 'નિવેદન' (પા. ૫૫) આ પ્રસંગનુ નવીન છે

'જન્મસોમના અનુતાપ' અને 'ખમા ખમા લખવાર' એ બન્ને મારા કાવ્યસંગ્રહ 'એકતારો'મા છે અને 'પરાજિતનુ ગાનથી માડી 'ધરતી માગે છે ભોગ' એ બધા 'યુગવંદના'મા છે

શ્રી કુશાભાઉના આદી ઉતારેલ ગાંધી-ગીતો એમના ગીતસંગ્રહ કાગરણી ભાગ બીજામાથી ઉપાડેલ છે એની મેં લખેલ પ્રસ્તાવનાના પાના ૧૦-૧૧-૧૨-૧૩-૧૪ મા ગીતોની ચાર કૃતિઓનુ મે દર્શન કરાવ્યુ છે સાંગોપાંગ કસબ એમનો જ મૌલિક છે અને તે એક ગ્રામ્ય કવિનો છે તે જ વિશેષ છે રાજકારણમા કે અર્થકારણમા ઉંડુ નહિ ઉતરનારો ગ્રામ્યકવિ ગાંધીજીવનની ખૂબીઓને કેવી અજબ યુક્તિથી પકડી લે છે તેનુ દ્રષ્ટાંત આ ગીતો છે

એ જ રીતે શ્રી દુલા ભગતે ૩૭-૩૮ની સાલમા લખ્યા છે અને સમા-

ગૃહોમાં, રેડીઓ પર તેમ જ ગ્રામોફોનમાં ગાઈ શ્રોતાઓમાં માત્ર મુગ્ધતા મુકી છે એટલું જ હોત તો બસ ન લેખાત, એ ગીતો રાષ્ટ્રકાવ્યના નમૂના છે

અહીં 'ગાંધી કાવ્યસંગ્રહ'ના સંપાદકોએ કરેલું વિધાન ટાંકવા જેવું છે –

'પ્રશસ્તિકાવ્યની ઉત્તમ કવિતાપ્રકારમાં ગણના થતી નથી. પણ આ સંગ્રહમાં ગાંધીજીની પ્રશસ્તિ ઉપરાંત, એમના જીવનને લગતાં છતાં એમનાં જ નહિ પણ સારી પ્રજાના જીવનના ગણાઈ ચુકેલા ઐતિહાસિક પ્રસંગોમાંથી પ્રેરાયેલી કૃતિઓ પણ સદ્‌ભાગ્યે સારા પ્રમાણમાં છે '

ગાંધીજી વિશેની મારી કૃતિઓ માટે તો આટલું કહી શકું તેમ છું કે હું એમનો અનુયાયી નથી, એમના રાજકારણવાદ અથવા અધ્યાત્મવાદનો અભ્યાસી વા ભક્ત પણ નથી રામાનુરક્ત તુલસીદાસના કે અમારા સોરઠી સંત વેલાના ભક્ત રામ બાવાના ઉત્કટ શરણાગતભાવ અને મુગ્ધતાથી કાવ્યમાં ગુરુ-ઉપાસના કરવાનું મારા જેવા માટે શક્ય નથી મેં તો પ્રત્યેક પ્રસંગે તેમનાં વલણો, મથનો ને આત્મવેદનાઓ કેવાંક હશે તેનું કેવળ પરલક્ષી અંગથી, છતાં બેશક મારી નજરો દ્વારા, નિરૂપણ કર્યું છે, ને હું માનું છું કે શ્રી દુલાભાઈએ પણ તેમ જ કર્યું છે

રાણપુર,
તા. ૭-૩-'૪૩ } ઝવેરચંદ મેઘાણી

# ક્રમ

## મેઘાણીનાં

## સો સો વાતુંનો જાણનારો



"એના કાંતેલમાં ફોદા ન ઊભટે"



## અનશન-તિથિઓ

બાપુ ! માસ છ માસના વ્હાણાં રે
કારાગારની કબરે ઓરાણા રે
કૂડા બોલે કાળજડાં ત્રાફાણા
રઘુપતિ રામ ! રૂદેમાં રે'જે રે !

બાપુ ! લખિયા છે કાગળ કરડા રે
વાચી હાકેમ થઈ ગયા ઠરડા રે
દેતી વગડામાં ધેનુ ભાંભરડા—રઘુપતિ રામ૦

બાપુ! માનવીઓ મત્ય ડૉળે રે
મદમત્તો ઉડાડે છે ટૉળે રે
તે દી ધાહ દીધી હરિ ખોળે—રઘુપતિ રામ૦

બાપુ! આતમ જેવા તપેલા રે
એવા છક્કીના ધોમ ધખેલા રે
લીધા ધાનના કૉળીડા છેલ્લા—રઘુપતિ રામ૦

બાપુ સાતમે વાત વંચાણી રે
સારી સૃષ્ટિ સૂપડલે સોવાણી રે
એક અણુડગ દરિયાની રાણી—રઘુપતિ રામ૦

બાપુ! આઠમનાં અંજવાળાં રે
પડ પૃથ્વીનાં પડિયાં છે કાળાં રે
ઉપવાસીનાં લોહી ડોળાણાં—રઘુપતિ રામ૦

બાપુ! નોમે નસેનસ તૂટે રે
નીર પાછાં વળે ઘૂંટે ઘૂંટે રે
તોયે સંત-સમાધ ન છૂટે—રઘુપતિ રામ૦

બાપુ! દશમીએ ડુંગર ડોલ્યા રે,
વિકરાળ વાણી વેદ બોલ્યા રે
તો યે દોર પોતાનો ન ભૂલ્યા—રઘુપતિ રામ૦

બાપુ! એકાદશે અંત ઘડીઓ રે,
સારો સંસાર ચકાવે ચડીઓ રે
તોયે તૂટી નહિ કેદી–કડીઓ—રઘુપતિ રામ૦

બાપુ! બારશ ઊગી બળબળતી રે
મહાકાળ તણી છાંયા ઢળતી રે
કૈંકે કલ્પી ચિતા પણ બળતી—રઘુપતિ રામ૦

બાપુ! તેરશે શક્તિની સીમા રે
ધબકાર હૈયા કેરા ધીમા રે
લાગી લ્હે તો કુરાનગીતામાં—રઘુપતિ રામ૦

બાપુ! ચૌદશે આંખો ઝંખાણી રે
નવ ગમતી પોતાની યે વાણી રે
તબીબોની યે મત્ય મુંઝાણી—રઘુપતિ રામ૦

બાપુ ! પૂનમે હાથ તો ધ્રૂજ્યા રે
કાળી પીડાએ કંઠ વરૂંધ્યા રે
પ્યાલા તોય સ્વહસ્તેથી પીધા—રઘુપતિ રામ૦

બાપુ ! એકમે રગરગ વખડાં રે
માંડે છાતીએ કાન મનખડાં રે
જાણે મર્મ ન વૈદ્ય મૂરખડા—રઘુપાત રામ૦

બાપુ ! નાડય ગઈ વદ બીજે રે
પ્રાણ–પંખીડું પીંજરે થીજે રે
નરનારીનાં નેણલાં ભીંજે—રઘુપતિ રામ૦

બાપુ ત્રીજે બોલ્યા, નથી જવું રે
રહ્યું ગાન અધૂરું તે ગાવું રે
ભગવાનને વાત ભળાવું—રઘુપતિ રામ૦

બાપુ ! ઘાવ પડયા ઊંડા ઘટના રે
‘મહાદેવ’ના નામની રટણા રે
એની ચ્હે માથે પુષ્પોની ધખના—રઘુપતિ રામ૦

બાપુ ! ચોથે ચોધારે રેલી રે
મીઠા હાસ્યની સૌ માથે હેલી રે
કીધી બાળ—સંગે ક્રીડા ઘેલી—રઘુપતિ રામ૦

બાપુ ! પંદર ખીલા ઠોકાણા રે
તોયે બિન્દુ ન રક્ત ડોકાણાં રે
ત્રીજા અગ્નિમયણનાં વા'ણાં—રઘુપતિ રામ૦

બાપુ ! વિશ્વમાં વિસ્મય રેલ્યાં રે,
એવો કોણ કે મોતને ઠેલ્યાં રે !
ભોળાં ! ભીષ્મની વાતું યે ભૂલ્યાં—રઘુપતિ રામ૦

બાપુ ! વાટ વસમલીએ વળિયા રે
*મહાશંભુ પોતે સાંમા મળિયા રે
ભૂજ ભીડીને પૂછયાં કુશળિયાં—રઘુપતિ રામ૦

બાપુ ! ઝેરના પીતલ જોગી રે !
તમ બન્નેની પર્વણી ભેગી રે
*મહારાત્રીની મેળપ મોંઘી—રઘુપતિ રામ૦

* મહાશિવરાત્રી અને મહાત્માજીનો પારણા—દિન પડખોપડખ આવ્યા.
વસમલી=વસમી

# મૃત્યુ પ્રહરી બન્યું

—ઝૂલણા—

કોણ છો?—મૃત્યુ છું: કેમ રેલે અહીં?
છે અહીં આજ મારું રખોપું.
સાંભળી મોતના બોલ માનવ હસ્યાં—
વાહવા! ચોર પ્રહરી બન્યો શું!

મોતના હાથમાં કારમી રાતમાં
ભાઇ દેખાય કુંપા અમીના;
એકવીસ રાત લગ એક મટકાં વિના
મોત બાળી રહ્યું દીપ ઘીના.

જાગરણ ખેંચતા મોતને નેણલે
નેવલાં આંસુનાં જાય ચાલ્યાં;
બોલકાં માનવી જોઈ વિસ્મય થયાં
પૂછતાં મોતને, કેમ રો 'લ્યા!

લાખ જીભે તમે લાદિયા માનવી!
માહરે શિર બદનામી-બોજ,
વાંક મારો દઈ મારકે પાય જે
કરગર્યાં કેમ કંગાલ સોજાં!

'મરી જશે! મરી જશે! મેલી દો બાપજી!'
બોલતાં જીભ શાને ન કરડી!
લોહીલોહાણુ હૈયે રડી હું રહ્યું:
કાળ મલકી રહ્યો મૂછ મરડી.

મારનારી તમારી હશે દીનતા–
નામ મારું નકામું દુણાશે–
એ ભયે માનવી! જાગું છું, પ્રાર્થું છું,
નાથ! ક્યારે હવે પ્રાત થાશે?

# મૃત્યુનો મુજરો

" જાણ્યું જાણ્યું મેં તો હેત તમારું જાદવા રે—ઢાળ

એના કારાગારે આવી મૃત્યુ નાચિયું રે
નિધન નાચિયું રે.
એની સેજલડીને ફરતું મૃત્યુ નાચિયું રે.
નિધન નાચિયું રે

ભીષણતા પોતાની ભૂલી
નિશ્ચિતનતા થનગન ડૂલી;
ઝૂલી ઝૂલી રુમઝુમ પગલે રાચિયું રે
નિધન નાચિયું રે—એના૦ ૫

ભૂતાવળ મંગળ રવ ગાયે.
કાળ તણે ઘર પૂજન થાયે,
જીવનના હર્તાએ જીવન જાચિયું રે
નિધન નાચિયું રે—એના૦

કરી સિંગાર ચતર અલબેલી
ન્હા લૈ, ધો લૈ, સીસ ગૂંથેલી,
પરઘેલીએ સાજન-વર શોધી લિયું રે
નિધન નાચિયું રે—એના૦

આ જો બેઠો સાજન તોરો,
જગ-કાળપનો હાથ કટોરો,
પીને બનતો ગોરો જો તારો પિયુ રે
નિધન નાચિયું રે—એના૦

ઘન અંધારે અવધૂ જાગે
જીવનના મીઠા અનુરાગે,
મૃત્યુ મુજરો માગી ચરણે ઝૂકિયું રે
નિધન નાચિયું રે—એના૦

પાયે ઘૂઘરડાં પે'રીને મૃત્યુ નાચિયું રે
નિધન નાચિયું રે—એના૦

# ખુદા આબાદ રાખે !

સૂણો એ કોણ ત્યાં બોલે ?–
'ખુદા આબાદ રાખે !'
મુસલ્માં માત સૌ બોલે,
'ખુદા આબાદ રાખે !'

'ખુદા આબાદ રાખે–મુલ્કને આઝાદ થાવા,
'ખુદા આબાદ રાખે–જાગૃતિની બેત ગાવા.

'જગતના સાંઈ છો, જુવો !
ખુદા આબાદ રાખે !
'અમો મિસ્કિન–ઘરે દીવો
ખુદા આબાદ રાખે !'

ખુદા આબાદ રાખે એ દુવા દેનારીઓને !
અને આબાદ રાખે વીરની જણનારીઓને !

# '૪૩ નાં પારણાં

—ભજન

પારણીઆં પિરસાવો હરનાં
સતની આજે પર્વણી હો જી.

૧

પારણિયાંમાં લાવ્યા સૂરજ
કેસર કેરા ઘુમચા હો જી,
પીરસ્યા પીરસ્યા પ્રભુજીના પવને સંદેશ,
આયુષની 'પૂરાતું બાપુ !
મ્હોંચી મારે ચોપડે હો જી.'
'માગી લેશું ભીડ પડયે ભગવાન !'
વળતા તે કાગળિયા બાપુ
મોં મલકાવી મોકલે હો જી.

૨

પારણિયાંમાં પીરસો જગની
માતાઓનાં દૂધેડાં હો જી.
જગ-બાળકના પીરસો મોહન મલકાટ,
ક્રોડયું જનનાં મનની પીરસો
પલપલ લીલી પ્રાર્થના હો જી
એ પીરસણાં ઘૂંટીને દેજો બાને હાથ,

હળવા હળવા પીજો બાપુ !
જોજો આવે હેડકી હો જી.

૩

પારણિયાંમાં એ કુણ બેઠું
ઓઢી કાળા ઘૂમટા હો જી !
‘આરાં ! આરાં !’ કહીને બોલાવ્યાં પોતા પાસ,
માથે કર મેલીને બાપુ
પૂછે કશળાં કાળનાં હો જી.
ભુજ લંબાવી કીધા છે ખૂબ જુહાર,
ઘૂંઘટડા ખોલીને બાપુ
મૃત્યુ લ્યે છે મીઠડાં હો જી.

## આગેવાન આંધળા જેના—

શે'ર દિલ્લીમાં એક દી' ઊઠી કારમી હાલકલોલ;
દસ દિશાએ ધૂળના ડમ્મર; વાગતા આવે ઢોલ;
આગેવાન ત્રણસો આવે
ટેલીગ્રાફ તાર ધ્રુજાવે.

આગેવાન આંધળા જેના,
કટક એનું જાય કુવામાં.

ત્રણસોએ જ્યારે તાળીકિં પાડીને જીભનો દીધો દમ,
'વોય મા !' કહીને આંખ મીંચી ગૈ હાકેમ કેરી મઢમ,
ચર્ચિલને તાવ આવી ગ્યો,
મોંઢા રૂઝવેલ્ટ પડી ગ્યો—આગેવાન૦

ત્રણસો નેતા ટાંપીને બેઠા, મોકલી દે ઠરાવ,
છાપેલ એક પતાકડું આવ્યું, 'ઘર ભેળા થૈ જાવ !'
આગેવાને આમળી મૂછયું :—
'અમે તો ધારી મૂક્યું'તું'—આગેવાન૦

બાદ આગેવાને ભાખિયાં ભાવિ, બાપુ તો જીવશે નઈ!
જીવશે તો ચમત્કાર ગણાશે, શાંત રે'જો સૌ ભઇ!
ખબરદાર રોયા ય છો તો!
નવો કાંઈક કાઢશું રસ્તો—આગેવાન૦

ત્યાગનો મારગ મૂરખાઓનોઃ શું કરે તેજબ્હાદૂર!
'સર'નો છે નૈ મોહ કે' બાકી, તોય કરે નવ દૂર—
કાં કે એને બીક લાગે છે
લોકો તકસાધક કે'શે!—આગેવાન૦

મારું બેટું આ તો જીવી ગ્યા બાપુ!
તેજ થ્યાં એનાં બજાર
હિન્દની પૉલીટીક્સનો હવે કેમ કરશું ઉદ્ધાર!
એના એજ લોહીઉકાળા!
અનશન પ્રાર્થના વાળા!

આગેવાન ત્રણેસો ઊઠ્યા,
પોતાને ઘેર પાછા ગ્યા.

આગેવાન આંધળા જેના
કટક એનું જાય કુવામાં.

# એ ત્રણસોને–

ઢાળ—'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ'

તમારું સ્થાન ત્યાં ન્હોતું—ન દિલ્હીની દિશામાં
ન ચર્ચા કે દલીલો કાકલૂદી વેરવામાં.
અરે એ પાયતખ્તોની કબર પર ઝૂકવામાં
અને લોબાન મોંઘા બાળવામાં સ્થાન ન્હોતું.

અરેરે ઉત્તરે ચાલ્યા ગયા દક્ષિણ ભૂલી !
દિશા સાચી હતી, પાસે હતી, તેને જ ભૂલી,
અહીં આત્મા હતો, ત્યાં ખોળીઉં એ વાત ભૂલી,
કદમ ભૂલી પ્રભુના મસ્તકે ચડવા ગયા શું !

તહીં બેઠા રહી થપ્પડ સહી, વક્કર ગુમાવ્યો,
ખસમ ખો આઈ ઘેલી! ક્યાંઇ બેઠા હાથ ના'વ્યો,
વલોવ્યાં નીર યમુનાનાં ન પીંડો બ્હાર આવ્યો,
ન સામો સાદ આવ્યો તો ય શું બેઠા રહ્યા ત્યાં ?

કહ્યું જો હોત કે 'થાનક અમોએ ફેરવ્યાં છે,
[illegible]રી ધાન-થાળી ને પથારી ત્યાંજ ત્યાં છે,

‘અમારાં કરબલા કાશી અને કૈલાસ ત્યાં છે,
‘હૃદય ત્યાં છે, મગજ ત્યાં છે, સમુચ્ચો પ્રાણ ત્યાં છે–

અમે એ ધૂળમાં બેસી ભજન ગાશું પ્રભુનાં,
‘હશે જો આંખમાં તો ખેરશું બે આંસુ ઊનાં;
‘ચડયા છે થાક તે ખંખેરશું અમ કાળજૂનાઃ,
અરે જો એટલું કહેવા હતે બળ વાપર્યું ના !

તો—

બચત કાગળ કલમ રૂશનાઇ, થોડાં થૂંક મોંના,
બચત ઇજ્જત અને અરમાન ઘરની ઓરતોનાં,
ઉકાળા લોહીના પણ ઊગર્યા હત આપના સૌના :
વળી પરખાત પણ ને, છો કથીર કે શુદ્ધ સોનાં !



## જન્મભોમના અનુતાપ

૧૯૩૯ રાજકોટ-અનશનના પારણા વખતે કાઠિયાવાડની ધરતીના ઉદ્ગારો

ભજનનો ઢાળ

જી રે બાપુ ! તમને કરાવી-પારણિયાં,
હું થઇ ઉપવાસણી રે જી.
જી રે બાપુ ! ગોઝારા અમારા આંગણિયાં,
હું દેવી થઇ છું ડાકણી હો જી.

જી રે બાપુ ! નુગરી મને આપે માનેલી,
મેં સંઘર્યા'તા ઓરતા રે જી.
જી રે બાપુ ! જાતને જ નહિ મેં તો જાણેલી,
ધોખા એ હૈયે ધીકતા હો જી.

જી રે બાપુ! મેણલાં દઈને બો બાળેલો
હો! તું વણતેડયો આવિયો રે જી,
જી રે બાપુ! પગલે ને પગલે પરઝાળેલો,
જાકારો સામો કા'વિયો હો જી.

જી રે બાપુ! હીરલાના પરખુ હોંશીલા!
હસતો ને રમતો ઊતર્યો રે જી;
જી રે બાપુ! કોયલાનાં આંહીં તો દલાલાં
હો! ભરોંસે તું ભૂલો પડયો હો જી.

જી રે બાપુ! ચુમિયું ભરીને ચાટી લીધાં
હો! લોહીઆળાં જેનાં મોઢડાં રે જી,
જી રે બાપુ! દૂધ પી કરીને ડંખ દીધા
હો! વાશયલ એ ભોરીંગડા હો જી.

જી રે બાપુ! તમે રે સંભારી જ્યાં સમાધ
હો! આંપણ ત્યાં તો સાબદાં રે જી,
જી રે બાપુ! તમે કીધા અલખના આરાધ
હો! પડઘા મેં દીધા પાપના હો જી.

જી રે બાપુ! મેણલાંની દિજે બાપ માફી
હું પાપિણી ખોળા પાથરું રે જી.

જી રે બાપુ ! જતિ ને સતીનાં સત માપી,
હું પાને પાને પરજળું હો જી. ૨૦

---

**ટીપણ :** ગાંધીજી રાજકોટના પ્રજાસંગ્રામમાં ઊતર્યા; રાજ-કોલ પળાવવા ઉપવાસ કર્યા, એ પ્રતાપ ગાંધી તો દેશી રાજ્યોની પ્રજાના યુદ્ધોમાં સાથ નથી પૂરતા એવા મેણાટોણાંનો હતો. નુગરી=ગુરુ વગરની, એ શબ્દમાં પ્રજાનું મહાદીન માનસ ધ્વનિત થાય છે. ઓરતા=ન બની શક્યું હોય તેના અફસોસ 'જાકારો સામે કહાવયો...'=આડી આવશો નહિ.' એવું અધિકારીએ કહાવી દીધેલું. વશિયલ ભોરીંગડા'=વિષધર નાગો. સમાધ=દેહપાત. ખ.પણ=કોઇક બોલેલું કે ગાંધી રાજકોટને ટીએ દેહ પાડશે તો ખાંપણ તૈયાર છે અલખના આરાધ-અલક્ષ્ય (ઇશ્વર)નું સ્વરૂપ.



સેગાંવ    બાપુના આશીર્વાદ

# ખમા ! ખમા ! લખ વાર

(ગાંધીજીનાં અગણોતેરમા જન્મદિને ત્રણ પંક્તિના દુહા)

બીજાંને બકરાં કરી, આપ બને ગોવાળ,
બીજાં સમ કંગાલ ને પોતે પાલનહાર;
લ્યાનત હજો હજાર, એહવા આગેવાનને.

બીજાંને બથમાં લઈ, થાપા થાબડનાર,
પોતાનાં વડિયાં કરે કદમે રમતાં બાળ;
ખમા ખમા લખવાર એહવા આગેવાનને.

સિંહણ-બાળ ભૂલી ગયાં, ખુદ જનનીની કૂખ,
આતમ-ભાનની આરસી ધરી એની સનમુખ;
સુગતિ કેરી ભૂખ, જગવણહાર ઘણું જીવો !

પા પા પગ જે માંડતાં, તેને પ્હાડ—ચડાવ
તસુ તસુ શીખવનારના ઝાઝેરા જશ ગાવ;
રાતા રંગ ચડાવ, એહવા આગેવાનને.

'બમણા વધજો બેટડા! (અને) શિષ્ય સવાયા થાય !'
એ તો કહેણી રહ ગઇ, રહેણી ક્હિાં કળાય ?
પ્યાલા ભરભર પાય (એવો) મૂર્શદ તો એકજ દીઠો.

પગલે પગલે પારખાં, દમ દમ અણુઈતબાર,
શાપો ગાળો અપજશો ભરિયા પોંખણ—થાળ;
કૂડાં કાળાં આળ, ખમનારા ! ઝાઝી ખમા.

બાબા ! જીત અજીત સબ, તેં ધરિયાં ધણી-દ્વાર,
મરકલડે મુખ રંગિયાં, દિલ રંગ્યાં રુધિરાળ;
દિયે ભરી વરાળ, હસનારા ! ઝાઝી ખમા.

# બાપુનો બરડો

( '૪૦ની ગાંધીજયંતિ ટાણે મહાત્માજી વાઇસરૉયની મુલાકાતમાંથી શૂન્ય હાથે પાછા ફર્યા તે પ્રસંગે, પાછળની તસ્વીર ઓચીંતી નજરે પડતાં રચ્યું. )

—અંજનિ—

આ માણસને બોખે મુખડે
માંડ્યા છે લાખો મૂરખડે
કેમેરા : ને કૈં કૈં રખડે
પેન્સીલ-કાગળ લૈ.

એ લાખોમાં એક જ ડાહ્યો,
ચહેરાની છબીઓથી કાયો,
મુખ મેલીને જઈ મંડાયો
ઘરડે આ બરડે.

લાગણીઓ લહેરાય કલેજે,
બુદ્ધિખેલ રમાતા ભેજે,
પણ આ ભાઈ કલાધર ! કે'જે
શીદ મોહ્યો બરડે ?

બરડામાં બાંકી ન છટા છે,
માંસલતા કેરી ન ઘટા છે,

ગડગૂમડ ભાઠાં ચાઠાં છે
ઝરડાયલ બરડે.

નહોતું જે મુખને મરકલડે
એવું શું દીઠું તેં બરડે
કે બીજા પણ કાંડાં કરડે
ચીતરવા બરડો !

મારી એ સમસ્યાનો ખાસો
આજ અચાનક જડે ખુલાસો,
વણજીભે બોલન્તો વાંસો
સમસ્યા સમજાવે.

કહે બરડો, "બાપુની લૂલી !
લોકપ્રશંસાએ મત્યભૂલી !
વિશ્વવશીકર એ વાંસલડી !
થાકી જીભલડી !

ને ગાંધીના મુખ-મરકલડા !
અસંખ્ય ઉપમાના લાડકડા !
તારાં નખરાં થૈ ગ્યાં ઠરડાં,
વખાણ-અગડેલા !

સંકેલી લો કળા તમારી,
વારી આવી પહોંચી મારી,
હું કાળો કુબડો, પણ કારી
ફાવે બસ મારી.

કાકલુદી ને કાલાવાલા
તમે કરી રહિયાં નખરાળાં!
હું નવ જાણું એ કૈં ચાળા,
હું રીઢો બરડો.

આવડતો એક જ એકડલો,
આખર ક્યમ થઈ જાવું ઠરડો,
નિર્મમ, નિશ્ચલ, કાળો, કરડો
હું નાનો બરડો.'

# પરાજિતનું ગાન

[ ૧૯૩૩માં ગાંધીજી પોતાની ને દેશની પરાજિત દશામાં સૌ પહેલા મુંબઈ આવ્યા ત્યારવેળાનું ]



પરાજિતનું ગાન :
ગા મન, પરાજિતનું ગાન.
એકલ પરાજિતનું ગાન. ૩

પરાજિત સેનાપતિનાં
પંથ ને મેદાન સૂનાં :
શમ્યાં છે સન્માન જૂનાં :
વિજન પુરની ગલીગલીએ
તો ય ગાજે ગાન,
ઓ મન! પરાજિતનું ગાન! ૯

પરાજિત પાછો વળે
સજવા નવાં આયુધ,
જનેતાને સ્તનેથી
પીવા અભયનાં દૂધ. ૧૩

કોણ સૂતા કોણ જાગે,
કોણ જખમી દવા માગે,
પૂછતો પ્રેમાળ રાગે
ભમે છે મહેમાન :
ગા મન ! પરાજિતનું ગાન. ૧૮

પરાજિતનો ચાંદલો: કંકુ તણો :
પરાજિતનાં છત્ર ચામર વીંઝણો:
પરાજિતના લખોમુખ યોદ્ધાગણો:
સહુ બિરાજ્યાં, એક નવ વિરમો
બિરદનું ગાન !
ગા મન પરાજિતનું ગાન :
એકલ પરાજિતનું ગાન. ૨૬



# છેલ્લા સલામ

[ હરિજનોને માટે પૂના ખાતે મંડાયેલા ’૩૨ના અનશનસપ્તાહ વખતનું ]

ઢાળ—‘ભૂલ્યો રે ભૂલ્યો રાજા સત રે ગોપીચંદણ,
પિયા ! પરદેશી ન જાના હો જી !
એ રે સેજડીએ અમને નીંદરા ન આવે ને
મારે મન રાજ ન ભાવે હો જી !—’ એ ભજનનો.

સો સો રે સલામું મારાં ભાંડુડાંને કે'જે રે,
ઝાઝેરા જુહાર જગને દેજે હો જી!
મળાયું ન તેને સૌને માફામાફ કે'જે ને
ઉદિયામાં રાખી અમને રે'જે હો જી.

ટીપે ટીપે શોણિત મારાં તોળી તોળી આપું તો યે,
પૂરાં જેનાં પ્રાછત કદી યે જડશે ન જી,
એવા પાપદાવાનલમાં જલે છે જનેતા મારી,
દિલડાના ડુંગર સળગ્યા-ઠરશે ન જી!
–સો સો રે સલામું૦

૧ કીધાં ખાખ ખાંડવ વનને પાંડુ તણા પુત્રે તે દી'
નિરદોષી નાગાં લાખો ભુંજાણાં હો જી,
આદુનાં નિવાસી એ તો આ રે આર્યભોમ કેરાં,
પૂર્વજ મારાને પાપે લુંટાણાં હો જી,
–સો સો રે સલામું૦

૨ રઘુપતિ રામ મારા રુદાનો વિસામો–એણે
ઋષિઓને વચને બાપેલ ખોટ્યું હો જી,

૧ અર્જુને ખાંડવ વન [illegible] સોંપીને નહિ [illegible] નામની [illegible]

૨ [illegible]

પ્રભુનામ ભજતો એણે પારાધિ સંહારિયો રે
એનું ઘોર પાતક આજે ઊમટ્યું હો જી !
–સો સો રે સલામું૦

છેદ્યાં, બાળ્યાં, ગારદ કીધાં, પૃથવીનાં પેટમાં ને,
અસૂરો કહીને કાઢ્યાં વનવાસ જી;
જીવતાંને કાજે જુદી નરકું બંધાવિયું ને
સદાનાં નરાધમ રાખ્યાં દાસીદાસ જી–
–સો સો રે સલામું૦

૧ સમર્થોથી સત્તા સંતો, ધુતારાની ધૂતણબાજી,
કુડિયા ગુરુની કૈં કૈં કરામાત જી;
એની તો વણાવી ઢોંગી ધરમધજાઓ ને
ભાંડુ કેરે રગતે રંગી ભલી ભાત જી
–સો સો રે સલામું૦

એવી એની ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં ને
ધરમ–ધજાને ક્યારે સિંચાણાં હો જી;
રુદામાં શમાવી સરવે રુદન–પિયાલા વાલાં

---

શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારે પુત્ર મૃત્યુ પામે છે! તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો.

૧ આ બધા જુલમો ધર્મને નામે થઈ રહેલ છે એ ભાવાર્થ.

હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો જી.
—સો સો રે સલામું૦

રથના સારથિડા સુણજો સાધુ ને ગુંસાઇ સરવે !
'કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુઓ જુઓ જુગનો ભૈરવ ઊભો વાટ ખાળી આજે.
ભીતર નિહાળો, હરિ ક્યાં પળિયો હો જી
—સો સો રે સલામું૦

જુગનો મહારાજ આજે મહાકાળ જાગિયો ને
ધરમ કેરાં ધારણ–કાંટા માંડે હો જી;
સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં મેં,
શીશ તો નમાવ્યું શાસન–દંડે હો જી
—સો સો રે સલામું૦

હરિ કેરાં તેડાં અમને આવી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી:
હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે વાલાં !
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી !
—સો સો રે સલામું૦

૧. મહાત્માજીના શબ્દો: 'I have laid down my life in scales of Justice.'



## તારાં પાતકને સંભાર

(ઉપરના જ અનુસારે)

તારાં પાતકને સંભાર મોરી મા !
રે હિન્દ મોરી મા !

પોતાના પાપભારે પોતે તું ચેપાણી
એવી કાળજૂની જુલમકમાણી હો મા!
રે હિન્દ મોરી મા!

પરને પટકીને નીચાં ઊંચી તું કે'વાણી!
આખર અંગે અંગે આપેથી છેદાણી હો મા!
રે હિન્દ મોરી મા!

તારે મંદિરિયે આજ કોનાં ચાલે શાસન,
જો જો દેવ કે અસૂરનાં એ આસન હો મા!
રે હિન્દ મોરી મા!

આભામંડળ લગ એનાં શિખર ખેંચાણાં,
એના પાયામાં તુજ છોરૂડાં ઓરાણાં હો મા!
રે હિન્દ મોરી મા!

પાયા હેઠળથી આજે હાહાકાર જાગે,
ભૂખી ધરતી નવલા ભોગ ભારી માગે હો મા!
રે હિન્દ મોરી મા!

તારો ધૂરીંધર આજે સમાધ ગળાવે,
તારા ઇશ્વરને આહુતિ એવી ભાવે હો મા!
રે હિન્દ મોરી મા!

તારા દેવળના ઘોર ઘુમ્મટ ઊંચા તૂટે,
જેને છુંદાતાં તે જાગી તુજને લૂંટે હો મા !
રે હિન્દ મોરી મા !

સાંભળ સાંભળ હો બ્હેરી ! ભાવિના ભણકારઃ,
તારા ભોગળ–ભીડયા ભાંગે ઠાકરદ્વારા હો મા !
રે હિન્દ મોરી મા !

એની ચિરાડે જોતા અવધૂ એક ઝૂરે,
અંદર પોતાનાં શોણિત ને હાડ પૂરે હો મા !
રે હિન્દ મોરી મા !

એ રે પૂરણહારાને પૃથ્વી કેમ ખોશે,
ભૂંડી ! એ મરશે તો જીવન કોનાં રે'શે હો મા !
રે હિન્દ મોરી મા !

તારાં પાતકને સંભાર મોરી મા !
રે હિન્દ મોરી મા !

# *અંતરની આહ

[૧૯૩૧માં ગાંધીજી ગોળમેજી પરિષદમાં જતા અટકયા ત્યારે]

મને સાગરપાર બોલાવી ઓ બ્રીટન !
આદરમાનભર્યાં દઈ ઈજન,
બાંધવતા કેરાં બાંધીને બંધન

આખર આજ મતિ બિગડી :
રૂડી શ્વેત ધજા રગદોળી રહી !
અયિ ! અમૃત ચોઘડિયાં ગડિયાં
ત્યારે કેમ હળાહળ ઘોળી રહી !

મારા કોલ પળાવવા કારણિયે
ખાંડયા ખેડૂતોને મેં તો ખાંડણિયે,
એનાં ધાન લીધાં કણીએ કણીએ,
'ખપી જાઓ વીરા મારા,
નેકીને ખાતર !'
એમ ઘૂમ્યો વિનવી વિનવી,

* ચાર નીચેના ગાંધીજીની જુદા જુદા પ્રસંગોની મનોદશા દર્શાવેલ છે.

ત્યારે વાહ સુજાન ! ઇમાનદારી કેરી
વાત તારી તો નવી ને નવી !

હું 'સુલેહ ! સુલેહ ! સુલેહ !' રટ્યો;
નવ નેકીને પંથેથી લેશ હટ્યો,
દિલે તારેથી તો યે ન દંશ મટ્યો,

તું 'ડરાવ ! દબાવ ! ઉડાવ !' વિના
બીજો દાવ એકેય શીખી જ નથી !
તુંને શું કહું માનવની જનનિ !
વશ થાય પશુ પણ વાલપથી.

મારા ખેડુને મારઃ મને તંહીં મેફિલ !
આંહીં ગોળીબારઃ ત્યાં કૂજે કોકિલ !
આંહીં કાળાં કારાગારઃ ત્યાં મંજિલ !

ખૂબ સહ્યાં અપમાન, ગળ્યાં વિષપાન;
હવે મને રોકીશ ના !
મારાં સ્થાન માતા કેરી ઝૂંપડીએઃ
મને મેફિલમાં ઘેલી ! ગોતીશ ના.

અહીં છે, અહીં છે, મુગતિ અહીં છે;
નથી ત્યાં, નથી ત્યાં, બીજે ક્યાં, અહીં છે;
પ્યારી મા–ભૂમિની ધરતી મહીં છે.

એને શોધીશ ના દિલ ! સાગરપારની
    તેજભરી તકરાર વિશે,
એનો રાખીશ ના ઇંતબાર હવે
    બીજી વાર કો' કોલકરાર વિશે !

વળી જાઓ રે વહાણ વિદેશ તણાં !
મારે હૈયે તો કોડ હતા ય ઘણા
સારી સૃષ્ટિના સંતસમાગમના.

મારે હોંશ તો ખાસ હતી મારા ખૂનના
    પ્યાસી જનોના મિલાપ તણી;
મારે હામ હતી ભૂખ્યા સિંહોને બોડમાં
    પેસીને પીઠ પંપાળવાની.

મહાસિંધુની ઓ લહરી લહરી !
તમ બિન્દુ યે બિન્દુની જેમ ફરી
વહજો સારા વિશ્વને તીર ફરી—

જગબાંધવતા કેરા વેરીજનોને ન
    ગાંધીનું પ્રેમપ્રયાણ ગમ્યું;
દારૂગોળાના વારસદારને નમ્ર
    ફકીરનું નેત્રસુધા ન ગમ્યું.

# છેલ્લો કટોરો

[ '૩૧ ની ગોળમેજી પરિષદમાં જતી વેળા ]

છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો બાપુ!

અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારું :
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું

આ આખરી ઓશીકડે શિર સોંપવું, બાપુ!
કાપે ભલે ગર્દન, રિપુ-મન માપવું બાપુ!-છેલ્લો૦

સુરઅસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી ગતાગમ રત્નના કામી જનોને!
તું વિના શંભુ! કોણ પીશે ઝેર દોણું?

હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ!
ઓ સૌમ્ય રૌદ્ર! કરાલ-કોમલ! જાઓ રે બાપુ!-છેલ્લો૦

કહેશે જગત : જોગી તણા શું જોગ ખૂટ્યા ?
દરિયા ગયા શોષાઈ ? શું ઘન–નીર ખૂટ્યાં ?
શું આભ  સૂરજ-ચંદ્રમાનાં તેલ ખૂટ્યાં ?

દેખી અમારાં દુ:ખ નવ અટકી જજો બાપુ !
સહિયું ઘણું, સહિશું વધુ, નવ થડકજો બાપુ—છેલ્લો૦

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટકાવ ગોળીબારના,

એ તો બધાં ય જરી ગયાં, કોઠે પડ્યાં બાપુ !
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડ્યાં, બાપુ !—છેલ્લો૦

શું થયું, ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો,
બોસા દઈશું ભલે ખાલી હાથ આવો !
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.

દુનિયા તણે મોંયે જરી જઈ આવજો બાપુ !
હમદર્દીના સંદેશડા દઈ આવજો બાપુ !—છેલ્લો૦

જગ મારશે મેણાં : ન આવ્યો આત્મજ્ઞાની !
ના'વ્યો ગુમાની પોલ પોતાની પિછાની !
જગપ્રેમી જોયો ! દાઝ દુનિયાની ન જાણી ! ૩૦

આજાર માનવ–જાત આકુલ થઈ રહી બાપુ !
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ !–છેલ્લો૦

જા બાપ ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને.

ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ !
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ !
ચાલ્યો જજે ! તુજ ભોમિયો ભગવાન છે બાપુ !
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે બાપુ ! ૩૯



# માતા, તારો બેટડો આવે !

[ ગોળમેજીમાંથી પાછા આવ્યા ત્યારે ઢાળ–'શિવાજીને નીંદર નાવે' ]

માતા ! તારો બેટડો આવે,
આશાહીન એકલો આવે.

જોજો ! મારો બેટડો આવે,
સંદેશાઓ ખેપિયા લાવે.

જ્વાલામુખી એને કાળજે રે,
એની આંખમાં અમૃતધાર–
એવો કોઈ માનવી આવે.
ભેળાં કાળનોતરાં લાવે—માતા૦

સૂતો રે હોય તો જાગજે સાયર !
ઘેર આવે પ્રાણાધાર;
હૈયે તારે બાંધ હિંડોળા,
મોભી મારો ખાય બે ઝોલા—માતા૦

ધૂળરોળાણા એ મુખ માથે વીરા,
છાંટજે શીતળ છોળ;
પ્રેમેથી પાહુલિયા ધોજે !
આછે આછે વાયરે લ્હોજે—માતા૦

તારા જેવાં એના આતમાનાં ગેબી
હિમ અગાધ ઊંડાણ;
ત્યાં યે આજે આગ લાગી છે
ધુંવાધાર તોપ દાગી છે.—માતા૦

સાત સિંધુ તમે સામટા રે !
એની ઓલવાશે નહિ ઝાળ,

ઢાલાં નવ ઢોળશો પાણી !
ના ના એની વેદના નાની—માતા૦

કોટકોટાન હુતાશ જલે તારા
હૈયાની માંહીં આ આભ !
એવી ક્રોડ આપદા ધીકે
છાની એની છાતડી નીચે—માતા૦

માનતાં'તાં કૂડાં માનવી રે,
એને ફેસલાની લેવા સે'લ !
પારાધીનાં પિંજરાં ખાલી,
હંસો મારો નીકળ્યો હાલી—માતા૦

ઘોર અંધારી એ રાતમાં રે
બીજાં બાળ ઘોરાણાં તમામ,
આઠે પો'ર જાગતી આંખે,
બેઠો તું તો દીવડે ઝાંખે—માતા૦

બૂડ્યા બૂડ્યા બીજા ઘેલડા રે
માયામોહ કેરે પારાવાર;
બેટા ! તું તો પોયણું નાનું,
ઊભું એક અણભિંજાણું—માતા૦

પોતાના પ્રાણપિપાસુઓનાં તેં તો
ખોળલે ખેલાવ્યાં બાળ;
ચુમી ચુમી છાતીએ ચાંપ્યાં,
બંધુતાના બોલડા આપ્યા—માતા૦

રોમેરોમે તારે દાંત ભીંસી ઝેરી
કરડ્યા કાળુડા નાગ,
ડંખે ડંખે દૂધની ધારા,
રેલી તારા દેહથી પ્યારા!—માતા૦

ચીર પાંચાળીનાં ખેંચવામાં નો'તા
પાંડવોએ દીધા હાથ,
આજે અધિકાઇ મેં દેખી.
બેટાઓએ માતને પીંખી—માતા૦

એકલો તું આડા હાથ દેતો ઊભો
દોખિયાંને દરબાર,
તારી એ અતાગ સબૂરી,
શોષી લીધી પ્રાણની પૂરી—માતા૦

ઝેર પીધાં હીણુમાન પીધાં,
પીધાં ધોળી દગાવાળાં દૂધ,
કડકડતાં તેલ તેં પીધાં,
ગાળી ગાળી લોહ પણ પીધાં—માતા૦

ગોપવીને છાના ઘાવ કલેજાના
રાખજે ખબ ખામોશ !
વાવાઝોડાં કાળનાં વાશે,
તે દી તારી વાટ જોવાશે—માતા૦

કંપશે સાત પાતાળ, આભે જાતા
ઝીંકશે સાયરલોઢ,
ખંડે ખંડ ખોળશે લાવા,
ભૂકમ્પોના ગાજશે પાવા—માતા૦

‘ધાજો ધાજો ધેનુપાળ !’ એવા
તે દી ઊઠશે રે હાહાકાર,
શાર્દૂળા ને સાંઢ માતેલા,
ઢંગે ઢંગે ભાગશે ભેળા—માતા૦

ભાઈ વિદેશીડા ! વીનવું રે એને
રોકશો મા ઝાઝી વાર,
બેઠી હું તો દીવડો બાળું,
ક્યારે એના ગાલ પંપાળું—માતા૦

તારી કમાઈ ગુમાઈનો રે મારે
માગવો નો’ય હિસાબ,
બેટા ! તારી ખાકની ઝોળી,
માતા કેરે મન અમોલી—માતા૦



# ધરતી માગે છે ભોગ!

[ '૩૦ની દાંડી-કૂચ વખતનું ]

'દેવાયત પંડિત દાડા દાખવે' એ જૂના ભજનનો ઢાળ

'પોરો રે આવ્યો રે સંતો! પાપનો;
ધરતી માગે છે ભોગ.'
ઊંડી રે નીંદરુંમાં અમે સાંભળ્યું
'ધરતી માગે છે ભોગ!'

સૂતાં રે સ્વપનામાં અમે સાંભળ્યું
'ધરતી માગે છે ભોગ!'

પડઘા પડયા રે ખંડેખંડમાં
ધન ધન સૂસવ્યા પવન;
અંધારી રાત્યુંનો મારો સાયબો
આઘે વીંઝે ગાઢાં વન–ઊંડી રે૦

દીધા રે ટકોરા એણે દ્વારમાં,
ભાંગ્યા એણે ભોગળોના ભાર;
વેણુ રે વગાડી વસમા સૂરની,
સાયબાના ઝણેણ્યા સિતાર–ઊંડી રે૦

'નિંદરનાં ઘેરાણાં તમે જાગજો!'
ગરજ્યો સાહેબનો સવાલ;
'આગ્યુંનાં ઓરાણાં તમે ઊઠજો!
'કબરૂનાં ઊઠો રે કંકાલ!–ઊંડી રે૦

'જાગો હો બળહીણાં બંધુબેનડી!
'આપણાં આવ્યાં છે ટાણાં;
'ઊઠો હો ખંખેરી ખોટી બીકને!'
'મુગતિનાં વાયે રે વાણાં–ઊંડી રે૦

સમરથનો સૂરજ આજે આથમે,
આથમે ભૂપતિઓના ભાણ:
ખંડ રે પતિયુંનાં તખતો ખળભળે,
ભાઇ ! એના દળમાં ભંગાણ—ઊંડી રે૦

દૂબળા રેવું છે દિન કેટલા ?
કેટલા જગ રે કંગાળ ?
નોધારાં થઇને શીદ શરણાં લિયો ?
દુનિયાને દેજો રે હુંકાર—ઊંડી રે૦

લખોમખ વેરી છે ધણીએ રિદ્ધિયું
ધરતીને ખોળે ઠારઠાર;
ખાવિંદે દીધા છે દરિયા ને હવા,
આજ એમાં પડિયા છે ચોર—ઊંડી રે૦

ઊંચાં રે નીચાં ને ધનવંત નિરધનાં
ભાઈ રે એ તો કૂડના રે ભેદ,
ભેદની ભીંત્યુને આજ મારે ભાંગવી;
મનડાની આખરી ઉમેદ—ઊંડી રે૦

પ્યાલા તો ઘૂંટયા મેં અમરત-પાનના:
આવજો પીવા પ્રેમવાન,

ધૂરે રે લાલપ-ઘેરી આંખડી,
મરવા બનો મસતાન—ઊંડી રે૦

ઊંડી રે નિંદરુંમાં અમે માનિયું,
વાયરો સૂસવે ભેંકાર;
ગાઢા રે સપનામાં અમે શોચિયું,
વાદળાં કરે રે પોકાર—ઊંડી રે૦

ગાફિલ બનીને ઓઢયાં ગોદડાં,
ઘર! ઘર! ઘોર્યાં સારી રેન;
જાગન્તા દીઠા રે નેજા ફરૂકતા,
ઊતર્યાં મતલબનાં ઘેન—ઊંડી રે૦

સાયબાને દીઠો ઝળહળ ઝૂઝતો,
ચોય દશ ચડયા એના વીર;
તંબુરાની કીધી તુરી ને ભેરીઓ,
પાયાં એણે પોતાનાં રૂધિર-ઊંડી રે૦

માટીનાં કીધાં રે એણે માનવી,
જળમાંથી જલાવ્યા ચિરાગઃ
ધજા રે રોપાણી સત ધરમની;
કડ-ઘેરે કળેળ્યા હો કાગ—ઊંડી રે૦



# નિવેદન

( આગાખાન મહેલમાં તા. ૩ ને બુધવારનાં પારણાં વખતે શ્રી સરોજિનીએ અંગ્રેજી ગીતાંજલિનું પદ સુણાવ્યું. તેના મૂળ બંગાળી કાવ્યનો અનુવાદ)

આ છે છેલ્લી યાચના આપ પાસે;
મારા ઊંડા છેક અંતસ્તલેથી
છેદી નાખો ક્ષીણતા સર્વ મારી
પૂરા જોરે ખંજી ઝીંકી પ્રભુજી !

'સુખોને યે જીરવી જાણવાની
શક્તિ દેજો સુખ કંટાં કરીને,
શક્તિ દેજો દુ:ખમાં એહવી કે
દુઃખો મારાં શાંત મોંયે હસીને
પોતે પોતાની જ પામે ઉપેક્ષા.
શક્તિ દેજો ભક્તિની નાથ એવી

જેણે મારાં કર્મ સાફલ્ય પામે,
જેણે મારા દુન્યવી સ્નેહ પ્રેમ
મ્હેકી ઊઠે પુણ્યનાં પોયણાં શાં.

કંગાલોને જ્ઞાનહીણાં કરું ના,
જાલીમોને પાપ ઝૂકી પડું ના,
ઊંચે માથે ક્ષુદ્રતાની વચાળે
ચાલું એવી શક્તિ આપો પ્રભુજી !

શક્તિ દેજો-આપને પાય નામી
પોતાને હું સ્થિર રાખું સદૈવ.



# સો સો વાતુંનો જાણનારો

ભાત એવો છે કે હિંદ અને બ્રિટાનીઆ બે બહેનો મળે છે. બ્રિટાનીઆ પૂછે છે કે 'મોહન મોહન' એમ જપ્યા કરો છો, તો તે તમારા દીકરાને મારે શી રીતે ઓળખવો એનાં એંધાણ તો કહો. હિન્દ કહે છે—

રાગ ઢીબનો

સો મો વાતુંનો જાણનારો,
મોલીડો મારો ઝાઝી વાતુંનો ઝીલનારો.

ડગલે ડગલે હાલ્યા કરે છે.
ઊંચાણમાં ન ઊભનારો;
ઢાળ ભાળીને સહુ દ્રોડવા માંડે
ઢાળમાં નવ દ્રોડનારો—મોભીડો૦

ભાગ્યા હોય એનો ભેરૂ થનારો,
મેલાં ઘેલાંને માનનારો;
ઉપર ઊજળાં ને મનમાં મેલાં (એવાં)
ધોળાંને નહિ ધીરનારો—મોભીડો૦

એના કાંતેલમાં ફેદો ન ઊમટે,
તાર સદા એકતારો;
દેયે દૂબળીઆ ગેબી ગામડીઆ,
મુત્સદ્દીને મૂંઝવનારો—મોભીડો૦

પગલાં માંડશે એવે મારગડે
(એની) આડો ન કોઇ આવનારો;
ઝેરના ઘૂંટડા જીરવી જાશે ઇ તો,
બોલીને નૈ બગાડનારો—મોભીડો૦

નાનાં બાળક જેવો હૈયે લેરીડો,
એરૂમાં આથડનારો;

કૂંણો માખણ જેવો સાદો ને સોયલો
કાળને નોતરનારો—મોભીડો૦

ઝીણી ઝૂંપડીએ ઝીણી આંખડીએ,
ઝીણી નજરથી જોનારો;
પોતે ચણેલામાં પોલ ભાળે તો
પાયામાંથી પાડનારો—મોભીડો૦

આવવું હોય તો કાચે તાંતણે
બંધાઈને આવનારો;
ના'વવું હોય અને નાડે જો બાંધશો તો
નાડાં તોડાવી નાખનારો—મોભીડો૦

રૂડા રૂપાળા આખા થાળ ભરીને
પીરસે પીરસનારો,
અજીરણ થાય એવો આ'ર કરે નૈ કદી,
જરે એટલું જ જમનારો—મોભીડો૦

આભે ખૂતેલી મેડી ઊજળીયુંમાં,
એક ઘડી ન ઊભનારો;
અન્નનાં ધિંગાણાંની જૂની ઝૂંપડિયુંમાં
વણતેડાવ્યો જનારો—મોભીડો૦

સહુને માથડે દુઃખડાં પડે છે,
દુઃખડાંને ડરાવનારો;
દુઃખને માથે પડયો દુઃખ દબવીને એ તો
સોડ તાણીને સુનારો—મોભીડો૦

કાળ જેવાને મહાકાળ લાગે છે,
આભને બાથ ભીડનારો;
*સુરજ આંટા ફરે એવડો ડુંગરો,
ડુંગરાને ડોલાવનારો—મોભીડો૦

ઓળખજે બેનડી એ જ એંધાણીએ
મારા ખોળાનો એ ખૂંદનારો;
મારો મોહનજી એ ઝાઝેરું જીવો
મારા ઘડપણનો પાળનારો—મોભીડો૦

* અંગ્રેજી કહેવત કે અંગ્રેજના રાજ માથે સૂરજ કદી આથમતો નથી. એવા અંગ્રેજ રાજ રૂપી જે ડુંગરો, તેને ડોલાવનારો



## વાણિયો ખેડે વેર

માતાજીની નોબતું વાગે છે,
આજ સૂતા મો માનવી જાગે છે,
લીલુડા માથડા માગે છે.

એક જોધ્ધો એવો જાગીઓ રે
જેણે સુતો જગાડયો કાળ,
પગ પાતાળે ને શીશ આકાશે,
હાથ પોગ્યા દિગપાળ—માતાજીની૦

દેશ આખો આજ હૂકળી ઊઠયો,
વિદેશમાં જાગ્યો હોળ,
હાડને ખોખે હાકલું દીધી,
ભોમકા હાલકલોળ—માતાજીની૦

આભની સામાં વેર ઉપાડયાં,
નાળ જંજાળ્યું તૈયાર,
પે'રવા બાંહી પોતડી રે એને
હાથ નથી હથિયાર—માતાજીની૦

ઘાવ ઝીલે ધમસાણના રે
એની આંખમાં ના'વ્યાં ઝેર,
દુનિયા આખી ડોલવા લાગી,
વાણિયો ખેડે વેર—માતાજીની૦

ઘાવ ઝીલે રણ ઘૂમતો રે એણે
નાખીઆં કોઠે લોઇ,

કૈક હેમાળામાં કેડિયું પાડી,
પગલાં પાછાં નોય—માતાજીની૦

માથડાં માગે માવડી ત્યાં સૌ
બેટડા ભેળા થાય,
રીડ પડી રણહાકની રે
આજ ક્ષતરી કાં સંતાય—માતાજીની૦

વાંક કાઢી એણે લાકડું વેર્યું
પાપને લાગી ધાક,
રાંક ગોતી રજપૂત કર્યા,
આ તો વાણિયો આડો આંક—માતાજીની૦

શીશ કાપી એણે સાંધણે બાંધ્યું,
કોણ રાજા કોણ રાંક,
શેઠ કાંટો લૈને જોખવા બેઠા ઇ
રાખશે કાંટોકાંટ—માતાજીની૦

કાંઇ સૂઝે નઈ કોઇને એવો
ધુમ્મસે ગોટાગોટ,
ધીંગડા હાથી ધ્રૂજવા લાગ્યા ત્યાં
દૂબળે દીધી દોટ—માતાજીની૦

મોત ઉઠાડીને સાબદું કીધું
વાણિયે ઘેર્યો વાઢ,
ધડ ધિંગાણે હાકલું મારે,
તોપને લાગી ટાઢ—માતાજીનો૦

*અંગ વેરાવે ને શીશ ખંડાવે,
લુંટાવે ઘરબાર,
વીર વે'વારૂ વાણિયો નૈ દે
નમતું એ તલ ભાર—માતાજીનો૦

આજ શિવાજીના બેટડા આવે
મોતની લેવા લે'ર,
દૂધ પીધા પછી લોહી પીશે
એનું વાણિયો લેશે વેર—માતાજીનો૦

---

* વીરસેન, સમાળશા, જગડુશા. વગેરેએ અંગ વેરાવ્યું, પુત્રનું માથું ખાંડયું, દુકાળમાં લક્ષ્મી લુંટાવી દીધી.



## લાડકડો વર

બહુ કોડ કુમાર જુવાન થયા,
નહિ ઘંટી છોડાવણહાર થયા,
હવે હાલી શકે નહિ હાથડીઆ;
ગ્રહી માતની વાત વિચાર કરી,
વરરાજ હજાર તૈયાર થયા;

સૂણી માંડવડાની જ્યાં સામગ્રી,
લગ્નો લખીઆ પછી નાશી ગયા. ૫

વરવા તણાં ભીષમ નીમ ગ્રહ્યાં,
એણે માતહિતે બહુ દુઃખ સહ્યાં,
એનાં હાડ ને ચામ ઘસાઇ રહ્યાં;
બળતી દળતી જોઈ માવડલી,
એના આતમને સળગાવી રહ્યાં;
જણનારીના માનને કારણીએ,
ન સહાય એવાં અપમાન સહ્યાં. ૧૦

વર તેત્રીશ ક્રોડનો તારક છે,
ભુવભાર અપાર ઉતારક છે,
સતધારક પાપસંહારક છે;
નિજ શીશનું શ્રીફળ હાથ લીધું;
શરણાઇ ને ઢોલના શોર થયા;
પતિતો તણો પાવન આ નવશા,
પછી પીઠીનાં કેશરીઆં કરીઆં. ૧૫

એને પોંખણુ કાળ તણા ગણુ છે,
એનો માંડવડો તો મહારણુ છે,
તલવાર તણાં એને તોરણુ છે;

જાનીવાસ તણા એ ઉતારા તણી
મહેમાનીમાં જેલ તણાં ઘર છે;
લલકારો એનાં સહુ ગીતડીઆં,
હિંદમાતનો લાડકડો વર છે. ૨૦

દિન રાત ધખેલ હતી તપતી,
જેણે કૈંક નમાવી લીધા નૃપતિ,
એવી નાળ જંજાળ કરાળ હતી;
ભયકાર મુખે વિકરાળ હતી,
ઝગતી જમઆંખ શી જામગરી;
એવી તોપને મોઢડે બાથ ભરી,
પછી હાકલ દાગવવાની કરી. ૨૫

સળગે એવી દારૂની શેરી હતી,
એમાં આગ લગારેક જેરી હતી,
ભેળી વાયુના કોપની લે'રી હતી;
વર કૈંક થયા પણ ભાગી ગયા,
નભમંડળમાં એની ઝાળ ગઈ;
નિરખી મન મોહન મૂરતિયો,
ઉતપાતની આગ ઓલાઈ ગઈ. ૩૦

એક કાળનો થાળ ત્યાં પીરસીઓ
વિષવાળો કંસાર એ ખાઇ ગિયો,
પછી પેટડિયામાં પચાવી ગિયો;
સુખકારી હતો ને કુમારી હતી,
હતી નામ સ્વતંતરતા સુંદરી;
એને મોહિની મોહનની પ્રગટી,
વરમાળ હસી કંઠમાંય ધરી. ૩૫

# ધૂણી બળે

[નાગા નિરંજન બાવાની કોઇ ધૂણી કોઇ દિવસ બુઝાય નહિ. રાત ને દિવસ બળ્યા જ કરે તેમ પૂ. ગાંધીજીના હૈયામાં દેશદાઝની જે ધૂણી રાત દિવસ બળે છે તે બીજી કોઇ રીતે બુઝાય નહિ. એ રીતે આખો ભાવ બાવાજીની ધૂણીનો છે. તપસ્વી તપ તપે ત્યારે એને ચળાવવા ઇંદ્રરાજ તેની પાસે રિદ્ધિસિદ્ધિ મોકલે, અપ્સરાઓ મોકલે, દેવ બનાવવાની લાલચ આપે, એ રીતે એના બધાય ઉપાય કરે કારણ કે તપસ્વી બરાબર તપ તપે તો ઇંદ્રને પણ તેને શરણે થવું જોઇએ. આ ગીતની એકેક કડીએ ગાંધીજીના મોટામોટા પ્રસંગોની આખી કલ્પના છે. )

(ભજન કાફી)

બાવલીઆની ધૂણીમાં આગ બળે,
ધૂણીમાં આગ બળે;
બાવલીઆનાં અંગેઅંગ પ્રજળે;
બાવલીઆની ધૂણીમાં આગ બળે.

હાડનું પીંજર તપ તપે એ વાળ્યું ન પાછું વળે,
જોગીડા કેરા જોગ નીરખી, ઇંદ્રાસન ખળભળે
—બાવલીઆની૦

રિદ્ધિસિદ્ધિ બેઉ ઊભી રહી પણ જોગીડો નજરું ન કરે,
રંભા કેરાં નૂપુર ઠણકયાં, તો ય સમાધિ ન ટળે
—બાવલીઆની૦

ઝેરના પ્યાલા દીધા જોગીને, હસી હસીને ગળે,
ઝેર જરી ગ્યાં કોઠે પડી ગ્યાં, કોઈ ન કારણ કળે
—બાવલીઆની૦

તેડવા જોગીડાને વેમાન આવ્યાં, દેવસભા સહુ મળે,
ઇંદ્રવૈભવની લાલચ આપી, તો ય ન ચિતડું ચળે
—બાવલીઆની૦

લાખો લીંટીમાં લખી દીધું કે, આમાંથી માગ્યું મળે,
એક ૧ઉંઠાના ૨આખર માગ્યા, દેવ ચડયા વમળે
—બાવલીઆની૦

જોગીડા કેરા મંત્ર ઝીલવા, અસંખ્ય માથાં મળે,
જોગંધરની શીંગી બજે ત્યાં, વૈયાંના ઘેરા વળે
—બાવલીઆની૦

૧. ઊંઠું એટલે સાડા ત્રણ અક્ષર ગાંધીજી માગે છે : 'સ્વરાજ.' ૨. અક્ષર

[3]અસહકાર એ પંચાક્ષરનો મંત્ર બાવલીઓ ભણે,
એ મંતરના આંચકાથી બ્રહ્માંડ આખું ખળભળે
—બાવલીઆનો૦

વજા રંભા ને વૈભવ હાર્યા, સાધુડો ન સળવળે,
ઇંદ્રાસન પર ઇંદ્ર ન બેસે, તપ લાગ્યો એને તળે
—બાવલીઆનો૦

---

૩ 'નમઃશિવાય'—એ પંચાક્ષર મંત્ર છે. તેમ ગાંધીજીનો 'અસહકાર' એ પંચાક્ષરનો છે.

# નગારે ગેડી

( અલખ નિરંજન, અલખ નિરંજન, એમ બોલતા બોલતાં નાગા અવધૂતોની ઘણી જમાતો પીપાવાવ તથા ગોપનાથજીમા જોઇ છે અને સાથોસાથ ઘોડા કે ઊંટ પર એની નોબત વાગી હોય કાન પડ્યું સંભળાય નહિ ને જે કોઇ જોવા જાય તે બાવાજીની ધૂન સાથે ધૂન મેળવે દે, એ ઉપરથી પૂ. ગાંધીજી પણ એ અલેકીયા હોય અને એની નોબત વાગતી હોય એવી આ કલ્પના છે. )

**ભજન કાફી**

બાવલીઆની નોબત ઘોર રડી;
નોબત ઘોર રડી;
બાવલીઆની ગેડી નગારે પડી,
બાવલીઆની નોબત ઘોર રડી.

સત્યાગ્રહનાં કીધાં નગારાં, અહિંસાની દાંડી કરી,
એ ત્રંબાળુ માથે ઘાવ દીધો એની વિલાંતે ફાળ પડી
—બાવલીઆની૦

જાગ્યા જોગીડા લાખમ લાખું, આલેક ધૂન પડી,
ધાવણુ ધાવતાં બાળ ફગાવી, જોગણીયું રણુ ખડી,
—બાવલીઆની૦

નમી પડેલી જૂના જુગની, ઝૂંપડિયું થઈ ખડી,
ઝૂપડિયુંના જય નીરખી, મેલાતું લડથડી
—બાવલીઆનીo

કાચે તાગડે તોપને બાંધી, આ તે જાદુગરી કે જડી,
નવો અખાડો જોવાને દુનિયા કિલ્લે કાંગરે ચડી
—બાવલીઆનીo

ભોળા શંભુજીનો શંખ વાગ્યો, આકાશે ધૂન ચડી,
મસાણુંમાંથી મુડદાં જાગ્યાં, હુહૂકારની જડી
—બાવલીઆનીo

એરણ માથે ઘણ નીવેડી, નવી દુનિયા ઘડી,
કાદવ કેરાં માનવી જુઓ ઝીલે બંદૂકો ઝડી
—બાવલીઆનીo

નાળ જંજાળુંના દારૂ ન ઊઠે, બંદૂક શકે નોહ લડી;
તલવારુંની ધારું ઓગાણી, સતની ફોજું ચડી
—બાવલીઆનીo

જૂના દાખલા નથી કે કોઈએ લડાઈ આવી લડી;
રામતણાં રખવાળાં જોગીડા, ભલે પેરી એક પોતડી
—બાવલીઆનીo

# ત્રણ વાચન-શ્રેણીઓ

'૪૨ના સપ્ટેમ્બરમાં સરકારે ફૂલછાબ સાપ્તાહિક પર થોડા માસ પ્રતિબંધ કરમાવ્યો હતો તે વખતે અમે એક સાહિત્યશ્રેણી ચાલુ કરી હતી. તેમાં ૮૦–૧૦૦ પાનાંની પુસ્તિકાઓ પ્રકટ કરતા. આ શ્રેણીમાં નીચે મુજબની ૭ ૭ ચોપડીઓના બે ઝૂમખા બન્યાં હતાં.

**૧. 'મરેલાંનાં રુધિર ને જીવતાનાં આંસુડાંઓ' :** એમાં ભારતવર્ષનું નવનિર્માણ કરનારા મુએલ તેમજ જીવતા રાષ્ટ્રપુરુષોની ક્રમબદ્ધ ઝડપી જીવન-કથાઓ છે.

**૨. આપણું ઘર :** એમાં અનેક રાષ્ટ્રપુરુષોએ પોતાના જીવનનાં ઘણાં વર્ષો સુધી ઘર બની ગયેલ કારાગારને વિશે શું શું લખ્યું છે ને કેવા મંથનો ચિંતનો અનુભવેલ છે તેનો ચિતાર છે.

**૩ અકબરની યાદમાં :** '૪૨ની સાલમાં મુગલ શહેનશાહ અકબરની જયન્તી ઉજવાઇ હતી તે અવસરને નિમિત્તે પ્રકટ કરેલ આ ચોપડીમાં મુસ્લિમોનુ આ દેશમા આગમન થયુ ત્યારથી લઇ કોમી પ્રશ્ન અત્યારે કઈ અવસ્થાએ પહોંચ્યો છે ત્યાં સુધીનો ક્રમબદ્ધ ઇતિહાસ આપ્યો છે.

**પાંચ વરસના પંખીડાં :** હિંદી વાઇસિરોય લોર્ડ લિન્લીથગોની વિદાય વેળાને નિમિત્તે પ્રકટ કરેલ આ પુસ્તિકામા હિન્દ પર અંગ્રેજ વાઇસિરોયોની હાકેમી શરૂ થઇ ત્યારથી લઈ આ જ સુધીની એ હાકેમીની બહુરંગી તવારીખ આપી છે.

**૫ આપણા ઘરની વાતો :** જેમાં રાષ્ટ્ર પુરુષોનાં કારાવાસ-જીવનની વધુ અનુભવ કથાઓ છે.

**૬ લોકગંગા :** આમાં ગ્રામીણ તેમજ શહેરી લોકજીવનનાં રહસ્યો આપતા બહુવિધ પ્રસંગોનો ચિતાર છે.

એ એક ઝૂમખું. બીજુ ઝૂમખું નીચેનાં ૭ પુસ્તિકાઓનું બન્યું છે.

**૧ આપણો મહાવીર પાડોશી**

**૨ ધ્વજ-મિલાપ :** આ બેઉ પુસ્તિકાઓમાં ચીન દેશના સ્વાતંત્ર્ય સંગ્રામ તેમજ આંતરસંગ્રામ દ્વારા એ દેશનું નવનિર્માણ બની રહ્યું છે તેનો ઇતિહાસ છે.

**૩ બાપુનાં પારણાં** : મહાત્મા ગાંધીએ આગાખાન મહેલમાં જે અનશન કરેલ તેને નિમિત્તે તેમનાં વિશેનાં કાવ્યો ગીતોનો નાનો સંગ્રહ.

**૪ સાંબેલાં** : દેશના ચાલુ રાજકારણને તેમજ જાહેર જીવનને સ્પર્શતા હળવા કટાક્ષયુક્ત કાગળોનો સંગ્રહ.

**૫ અજબ દુનિયા** : આલમની અજાયબી જેવી વૈજ્ઞાનિક અને કુદરતી વિચિત્રતાઓનું દર્શન.

**૬ તણખલાં** : પોતાનાં રોજિંદાં દર્દીઓની દુનિયામાં, એક દાક્તરે, ધંધાએ દષ્ટિના પરદાની પાછળ પેસીને જે ઊંડા માનવ-મર્મોનું દર્શન કર્યું છે તેનું શબ્દ દ્વારા કલાત્મક નિરૂપણ કરી આપણને વાર્તાઓ પર વાર્તાઓ આપી છે.

પ્રસિદ્ધિ ટાણે આ બારે પુસ્તિકાઓ સારી પેઠે લોકપ્રિય બની હતી. પણ તેની લેખનસામગ્રી તકલાદી પ્રકારની નહોતી, ચિરસ્થાયી અંશો પર એ લેખનની માંડણી થઈ હતી. એથી એ પુસ્તિકાઓ કાયમી સ્થાન પામી છે.

એવા જ પ્રકારની નવી શ્રેણીઓ તાજેતરમાં અમે ચાલુ કરી છે. એકનું નામ 'વહેતાં પાણી વાચનમાળા' છે, ને બીજીનું નામ 'ઉલ્લાસ સાહિત્ય શ્રેણી' છે. પહેલી કહી તેમાં ચાલુ જીવનમાં બની રહેલી ક્રાંતિકારી ઘટનાઓને લક્ષ્યબિન્દુમાં રાખી તે તે વિષય પર અભ્યાસ-યુક્ત સાહિત્ય અપાય છે. દષ્ટાંત લેખે લાલ કિલ્લાનો મુકદ્દમો, જય ઇન્ડોનેશિયા, અને ત્રીજું પ્રકટ થનાર હિન્દનો સાગર-સૈનિક. બીજી શ્રેણીમાં નવું અક્ષરજ્ઞાન મેળવનાર મોટી ઉમ્મરનાં માણસોને લક્ષ્યમાં રાખીને તેઓ સહેલાઇથી વાંચી શકે એટલું જ નહિ પણ એ વાંચીને જીવનમાં રસ, ઉલ્લાસ, સ્ફૂર્તિ અનુભવી શકે તેવી વાચન સામગ્રી મોટાં બીબામાં છપાવીને અપાય છે. દાખલા તરીકે 'સંત દેવીદાસ'; 'ચપટી ધૂળ', ને ત્રીજું પ્રકટ થનાર 'સંસાર'

આ સર્વના પ્રકાશકો હાલમાં ભારતી સાહિત્ય સંઘ છે. આગલી ફૂલછાબ સાહિત્ય શ્રેણીના પ્રેમીજનોને ખાસ ભલામણ છે કે અમે શરૂ કરેલી આ નવી બે વાચન-માળાઓનો પણ પરિચય કરે.

બોટાદ : ૧૯૪૬ **ઝવેરચંદ મેઘાણી**